સ્વતંત્રતા અને ધન મેળવી આપનાર

# શ્રીમંત થવાની કુંચી.

## ભાગ ૧ લો.

લેખક અને પ્રકાશક:-

હરિલાલ મંગળદાસ મહેતા

અને

ગજાનન વૈકુંઠરામ ભટ્ટ.

સાણંદ (ગુજરાત)

આવૃત્તિ ૧ લી. ... પ્રત. ૫૦૦

સંવત ૧૯૭૫. ... સને. ૧૯૧૯

# પ્રસ્તાવના.



ચાલુ જમાનો સ્વતંત્રતાનો છે અને દરેક દેશના ને દરેક જાતના મનુષ્યો કોઈ પણ ભોગે સ્વતંત્રતા પ્રાપ્ત કરવાને મથી રહ્યા છે. સાધારણ મનુષ્યો પણ સ્વતંત્ર રીતે ઉદ્યમ કરી સુખી થઈ શકે એવા ઉચ્ચ આશયથી આ શ્રીમંત થવાની કુંચી પ્રકટ કરવામાં આવી છે.

આળસમાં વખત ન ગુમાવતાં ઉદ્યમ કરવાને ઇચ્છતા બંધુઓએ શરૂઆતમાંજ આસપાસના લોકોની જરૂરીઆતોનો અભ્યાસ કરી કોઈ પણ એક યોજના પસંદ કરવી. યોજનાઓમાં વપરાતી દેશી ચીજો ગાંધીની દુકાનેથી અને વીલાયતી ચીજો કેમીસ્ટની દુકાનેથી મળી શકશે. ચીજો ઉત્તમ જાતનીજ વાપરવા ખાસ લક્ષમાં રાખવું. હલકી જાતની ચીજો વાપરવાથી તેમાં ઉત્તમ ગુણો રહેતા નથી. કોઈ પણ પ્રકારનો માલ તૈયાર કરી જાહેરમાં મૂકતા પહેલાં તેમાં બની શકે તેટલો સુધારો કરવો.

દરેક માલનું નામ તેના ગુણોને અનુસરતું, સાદું અને આકર્ષક રાખવું જોઇએ. લેબલો સુશોભીત છપાવવા જોઈએ અને પેકીંગ પણ ઉત્તમ

પ્રકારનું અને આકર્ષક હોવું જોઈએ. કારણ કે હાલમાં સુંદરતા તરફ જનસમાજનું ધ્યાન વધારે આકર્ષાય છે.

ચાલુ જમાનો જાહેર ખબરનો છે માટે તે પાછળ જેમ બને તેમ વધારે ખરચ કરવા ધ્યાનમાં રાખવું. જાહેર ખબરનું લંબાણ ટુંકું અને આકર્ષક હોવું જોઇએ. જાહેર ખબર છપાવતી વખતે જે વર્તમાન પત્રોનો બહોળો ફેલાવો થતો હોય તેનોજ ઉપયોગ કરવાનું ખાસ લક્ષમાં રાખવું. જાહેર ખબર પાછળ યોગ્ય રીતે કરેલા ખર્ચનો બદલો અવશ્ય મળી રહે છે.

શરૂઆતમાં ગામેગામ અને શહેરેશહેર જાતે મુસાફરી કરીને અથવા બીજા કોઈ પણ પ્રકારે માલને જાહેરમાં લાવવા સખત પ્રયાસ કરવો જોઈએ. એક વખત માલ વાપરવાથી તેના અસરકારક ગુણોની ખાત્રી થવાને લીધે ગ્રાહકોની સંખ્યા દિવસે દિવસે વધતી જશે. દરેક સ્થળે આબરૂદાર અને પ્રમાણીક એજન્ટો નીમવા જોઈએ. એજન્ટોને માલ ખપાવવાનો ઉત્સાહ થાય તેટલા માટે તેમને જેમ બને તેમ વધારે કમીશન આપવું જોઇએ, જેથી વધારે ને વધારે માલ ખપાવવા તેઓ હોંશથી પ્રયાસ કરે. આ બધી મહેનત શરૂઆતમાંજ કર-

વાની છે ને સારી સંખ્યામાં ઉત્સાહી એજન્ટો નીમાયા પછી ઘેર બેઠા બેઠાજ માલનો ઉઠાવ થશે, માટે શરૂઆતમાં તન, મન અને ધનથી બનતો સઘળો પ્રયાસ કરવાનું ધ્યાનમાં રાખવું. જેમ ઉત્સાહી એજન્ટોની સંખ્યા વધારે હશે તેમ માલની ખપત વધારે થશે, ને જેમ માલની ખપત વધારે થશે તેમ નફો પણ વધારે મળશે.

દરેક માલની કીંમત એવી રીતે ઠરાવવી જોઈએ કે જેથી ઉપર જણાવેલાં સઘળાં પ્રકારનાં ખરચ બાદ કરતાં પણ પોતાના માટે સારો લાભ રહે.

દરેક કાર્યમાં ધીમે ધીમેજ ફતેહ મળે છે માટે શરૂઆતથીજ નાહીંમત ન થતાં ખંત અને ઉત્સાહથી પ્રયાસ ચાલુ રાખવો. પોતાની ફતેહને માટે હૃદયમાં દ્દઢ શ્રદ્ધા હોવી જોઇએ. આત્મ શ્રદ્ધા બળવાન હોય તો ફતેહ અવશ્ય મળે છે.

પ્રમાણિક રીતે કામ કરવાનું ખાસ લક્ષમાં રાખવું. તેથી જનસમાજનું આકર્ષણ વધતું જશે ને છેવટે સંપૂર્ણ ફતેહ મળશેજ.

ઉપરની સર્વ સૂચનાઓ ધ્યાનમાં રાખીને, શુદ્ધ અંતઃકરણ પૂર્વક ઉદ્યમ કરવાથી અવશ્ય

ફતેહ મળશે. ફતેહ મળતાં વિલંબ થાય તો નાસી પાસ થઇને હાથમાં લીધેલું કામ પડતું ન મૂકતાં ફતેહ ન મળવાનાં કારણો શોધી કાઢી સત્વર દૂર કરવાં ને પ્રયાસ ચાલુ રાખવો. સુજ્ઞ મનુષ્યોને ગમે તેટલાં વિઘ્ન નડે તોપણ તેઓ વિઘ્નની સામે અડગ રીતે પોતાનો બચાવ કરી ફતેહ મેળવે છે.

એક યોજનામાં ફતેહ મળ્યા પછી યોગ્ય લાગે તો બીજી યોજનાઓને અમલમાં મૂકવા પ્રયાસ કરવો.

વાંચક બંધુઓ ઉદ્યમ કરી સ્વતંત્રતા અને સુખ મેળવશે તોજ અમારો ઉચ્ચ આશય પરિપૂર્ણ થશે ને અમને આનંદ અને સંતોષ થશે.

સાણંદ | એચ. એમ. મહેતા
તા ૧ લી માર્ચ સને ૧૯૧૯ | જી. વી. વૈદ્ય.



# શ્રીમંત થવાની કુંચી.

## ભાગ ૧ લો.

### યોજના નં. ૧. પોકેટ લેમ્પ.

સફેદ કાચની સંબચોરસ નાની શીશી લેવી ને તેમાં વટાણાના દાણા જેવડો ફોસ્ફરસનો કકડો મૂકવો. પછી ઓલીવ ઓઈલ ગરમ કરીને શીશીનો ત્રીજો ભાગ ભરાય તેટલું તેમાં રેડવું. પછી તેને બંધ બેસતો મજબુત બુચ મારવો.

જ્યારે દીવાની જરૂર હોય ત્યારે બુચ ઉઘાડીને તેમાં હવા દાખલ થવા દેવી. પછી બુચ બંધ કરવાથી શીશીના ખાલી ભાગમાં અજવાળું જણાશે. જ્યારે અજવાળું ઝાંખું થાય ત્યારે તેમાં ફરીથી ઉપર પ્રમાણે હવા દાખલ કરવી. આ લેમ્પ ગજવામાં રાખવાથી દીવાસળીની જરૂર પડતી નથી ને આગનો ભય પણ રહેતો નથી.

નં. ૨ દુધની ભુકી.

સોડા-કાર્બોનેટ દ્રામ ૧ ને પાણી ઔંસ ૪માં ઓગાળીને તેમાં દુધ શેર ૫ નાંખવું. પછી તેમાં ખાંડ શેર ૨ મેળવી બરાબર હલાવવું. પછી તેને દેવતા ઉપર મૂકી બાળી નાંખવાથી ભુકો થશે.

જ્યારે તાજું દુધ ન મળી શકે ત્યારે ચાહ અથવા કોફીના એક કપમાં બે ચમચા ભુકી નાંખવાથી દુધ તથા ખાંડની ગરજ સરશે.

---

નં. ૩ દંતમંજન.

| | | | |
|---|---|---|---|
| ચાક ઔંસ | ૨૦. | ટંકણખાર ઔંસ | ૫. |
| સાકર ,, | ૫. | ઓરીસ-રૂટ ,, | ૨. |
| પીપરમીંટ ઓઈલ | | કારમાઈન ગ્રેન | ૮. |
| ડ્રામ ૧. | | કપુર તોલો | ૧. |

ઉપરની ચીજોને બારીક ખાંડી વસ્ત્રગાળ કરી ઉપયોગમાં લેવું. દાંતનાં તમામ પ્રકારના રોગોનો અકસીર ઉપાય છે.

---

નં. ૪ ખસ-લુખસનો મલમ.

| | | | |
|---|---|---|---|
| ગંધક ડ્રામ | ૨. | કાંસાજણ ડ્રામ | ૧. |
| બોરીક એસીડ | | કપુર ડ્રામ | ૫ા.|

ડ્રામ ના. વેસેલાઇન ઔંસ ૧.
સુખડનું તેલ ડ્રામ ૧.

ઉપરની ચીજોને બરાબર મેળવવી. આ મલમ ખસ-ખુજલીને માટે ઘણોજ અકસીર છે.

---

નં. ૫ દાઢનો દુઃખાવો.

ફટકડીનો બારીક ભુકો ઔંસ ૪.
સ્વીટ સ્પીરીટ ઓફ નાઇટ્રેડ રતલ ૧.

ઉપરની ચીજોને મેળવી ફટકડીને બરાબર ઓગાળવી.

ડાઢમાં હરેક પ્રકારના દુઃખાવા, સણકા, ડાઢનો સોજો, ડાઢમાં પોલ પડવી વગેરે તમામ રોગોનો જડમુળથી નાશ કરે છે. આ દવામાં રૂનું પુમડું બોળી દુઃખતી જગ્યાએ મૂકવું.

---

નં. ૬ બામ.

થાઇમોલ ૧ ભાગ. મેન્થોલ ૧ ભાગ.
કપુર ૨ ભાગ. વેસેલાઇન

થાઇમોલ, મેન્થોલ અને કપુર એ ત્રણ ચીજોને એકઠી કરવાથી પ્રવાહી મિશ્રણ થશે. પછી

મલમ જેવું ઘટ્ટ બનાવવાને માટે તેમાં જોઈએ તેટલું વેસેલાઇન નાંખવું.

શરીરના દરેક પ્રકારના દુ:ખાવાનો અકસીર ઈલાજ છે. દુ:ખતા ભાગ ઉપર ચોપડવાથી તુરતજ ફાયદો થશે.

---

નં. ૭ બાથ પાઉડર.

ટંકણખાર ઔંસ ૪. સેલેસેલીક એસીડ
સુખડનું તેલ ડ્રામ ૦ાા ડ્રામ ૦ાા
ગુલાબનો અર્ક ટીપાં ૧૦.

ઉપરની ચીજો મેળવીને તૈયાર રાખવી. નહાતી વખતે એક શેર પાણીમાં બે તોલા પાઉડર નાંખી શરીરે ચોળી સ્વચ્છ પાણીથી નહાવાથી ચામડીનો મેલ દૂર થઈ ચામડી સ્વચ્છ અને સુંવાળી થાય છે.

---

નં. ૮ દરાજનો મલમ.

ગોવા પાઉડર ગ્રેન ૨૦ કપુર ડ્રામ ૧
સાલીસલ ડ્રામ ૧ સુખડનું તેલ તો. ૦ાા
વેસેલાઇન ઔંસ ૧

ઉપરની ચીજો બરાબર હલાવીને મેળવવી. આ દવા દરેક પ્રકારની દરાજને જડમૂળથી નાબુદ કરે છે. આ દવા આંખે ન લાગે તે માટે ખાસ સાવચેતી રાખવી ને દવાવાળા હાથ સાબુથી બરાબર સાફ કરવા.

---

## નં. ૯ શરીરે ખુબસુરત બનવાની દવા.

સુખડનું તેલ તોલા ૨ ગ્લીસેરાઇન ડ્રામ ૨
ગુલાબનો અર્ક ડ્રામ ૧ બદામનું તેલ તો. ૧
વ્હાઇટ બીસ્મથ ,, ૨ બોરીક એસીડ ડ્રામ ૨
ઓલીવ ઓઇલ તો. ૧ કેસર તોલો ા

ઉપરની ચીજો મેળવીને હલાવીને બાટલી ભરવી.

આ દવા દરરોજ શરીરે લગાડવાથી શરીર ખુબસુરત અને ગોરૂં બને છે.

---

## નં. ૧૦ વાળને સાફ કરવાની રીત.

| | | | | | |
|---|---|---|---|---|---|
| ટંકણખાર | તોલો | ૧ | આંબળા | તોલા | ૪ |
| અરીઠા | ,, | ૧ | સુખડ | ,, | ાા |
| સુગંધી વાળો | ,, | ાા | ઈલાયચી | ,, | ા |

ગુલાબનો અર્ક ટીપાં ૨૦

આ ચીજો મેળવીને તેનાથી વાળ ધોવાથી વાળ સુશોભીત, ચકચકીત, કાળા અને લાંબા થાય છે. આ પ્રયોગ વધારે વખત સુધી ચાલુ રાખવો જોઇએ.

---

## નં. ૧૧ ગુપ્ત શાહી નં. ૧

મોરથુથાના પાણીને નવસારના પાણીમાં મેળવી લખવાથી અક્ષરો દેખાશે નહી પણ લખેલા કાગળને તાપ આગળ ગરમ કરવાથી પીળા રંગના અક્ષરો દેખાશે. કાગળ ઠંડો થયા પછી અક્ષર દેખાશે નહીં.

## નં. ૧૨ ગુપ્ત શાહી નં. ૨

સ્ટાર્ચ ગ્રામ ૧ પાણી ઓસ ૧

સ્ટાર્ચને પાણીમાં મેળવી માવા જેવું મિશ્રણ થાય ત્યાં સુધી તેને ગરમ કરવું. પછી તેમાં પાણી નાંખી તેનુ લખી શકાય તેવું પ્રવાહી બનાવવું. આ પ્રવાહીથી લખવાથી સુકાયા પછી અક્ષરો દેખાશે નહી પરંતુ લખાણ ઉપર ટીંકચર આયોડાઈનના નરમ પ્રવાહીની પીંછી ફેરવવાથી ભૂરા રંગના અક્ષરો દેખાશે.

## નં. ૧૩ બ્લ્યુબ્લેક શાહીનો પાઉડર.

ચાઇનીઝ બ્લ્યુ અથવા આસમાની રંગ તો. ૧
હીરાકશી અથવા લોખંડ તોલા ૫
ત્રિફળાં (હરડાં-બેડાં આંબળાં) તોલા ૨
કાંટાળા માયાં તોલો ૧
ગુંદ તોલો ૧
ખાંડ તોલો ૦ાા અને લવીંગ તોલો ૦ાા

ચાઈનીઝ બ્લ્યુ સીવાયની સઘળી વસ્તુઓ ખાંડી તેનો બારીક પાઉડર કરવો. ત્યારબાદ તેમાં ચાઈનીઝ બ્લ્યુ રંગ મેળવવો એટલે બ્લ્યુ બ્લેક શાહીનો પાઉડર તૈયાર થશે.

---

## નં. ૧૪ કાળી શાહી.

કાંટાળા માયાંનો ભુકો તોલા ૧૦
પતંગના છોડીયાનો ભુકો ,, ૫
બાવળના ગુંદરનો ,, ,, ૪
હીરાકશી તો. ૫ મોરથુથુ તો. ૧
સાકરીઆ ખાંડ તોલો. ૧

માયાં અને પતંગના ભુકાને પાણી શેર ૬ માં નાંખી એક કલાક સુધી ઉકાળવું. પછી તે પાણીને ગાળી તેમાં બાકીની ચીજો મેળવવી, ને બધી ચીજો

ઓગળી જાય ત્યાં સુધી હલાવવું. બાદ એ પાણીને એક દહાડો રહેવા દઇ, જાડો રગડો નીચે ઠરી રહે એટલે ઉપરનું પાણી નીતારી લેવું. આથી ઘણીજ સારી લખવાની કાળી શાહી થશે.

---

નં. ૧૫ વાયોલેટ (જાંબુડા) રંગની શાહી.

પતંગના લાકડાની બારીક ભુકી ઔંસ ૮ ને પાણી શેર ૩ માં ઉકાળીને તે પાણીનો અર્ધો ભાગ બાળી નાંખવો. પછી ઉતારી ઠંડુ થયા પછી ગુંદર ઔંસ ૧ાા અને ફટકડી ઔંસ રાા નો બારીક ભુકો નાંખી બરાબર મેળવીને ગાળી લેવાથી ઉત્તમ પ્રકારની વાયોલેટ રંગની શાહી તૈયાર થશે.

નં. ૧૬ રબર સ્ટેમ્પની શાહી.

જે રંગની શાહી બનાવવી હોય તે જાતના પાણીમાં ઓગળી જાય તેવો એનીલાઈન રંગ તોલો ૧ લેવો ને તેમાં પાણી તોલા ૭ મેળવી અગ્નિ પર મૂકી ઉકાળવું. પછી તેમાં થોડો રેકટીફાઇડ સ્પીરીટ અને એક ચમચો ગ્લીસેરાઈન મેળવી સારી રીતે

હલાવી એક રસ થાય એટલે બાટલીમાં ભરી લેવું. આથી ઉત્તમ પ્રકારની રબર સ્ટેમ્પની શાહી તૈયાર થશે.

---

## નં ૧૭ સ્વાદિષ્ટ ચૂરણ.

સુંઠ, મરી, જીરૂં, શેકેલી હીંગ, સીંધવ, ધાણા અને પીપર.

ઉપરની બધી ચીજો સરખા વજને લેવી ને તેને બારીક ખાંડી વસ્ત્રગાળ ચૂરણ કરવું. પછી તેમાં ચૂરણના વજનથી દોઢા વજન જેટલી દ્રાક્ષ મેળવીને લીંબુના રસમાં ઘુંટી ગોળીઓ વાળવી.

આ ચૂરણ ઘણું જ સ્વાદિષ્ટ થાય છે ને અજીરણ મંદાગ્નિ વગેરે રોગોને જડમૂળથી નાબુદ કરે છે.

---

## નં ૧૮ ધોવાનો સાબુ.

કાચના વાસણમાં અથવા કલાઈ કરેલા વાસણમાં ૧૦ શેર પાણીમાં સારો કળીચૂનો ૨॥ શેર નાંખી તેને પલાળી લુગડામાંથી ગાળી કાઢવો. કારબોનેટ સોડા ૫ શેર લઈ તેમાં ૩૦ શેર પાણી નાંખવું પછી ચૂનાનું ગળેલું પાણી તેમાં મેળવવું.

ત્યારબાદ બધા મિશ્રણને દેવતાપર મૂકી સારી પેઠે ઉકાળવું ને ખદખદ થાય ત્યારે તેમાં સ્વચ્છ કોપરેલ નાંખવું અને ઉકાળવું. બધું મિશ્રણ જામીને ઘટ્ટ થાય એટલે ઉતારી લેઈ બીબામાં રેડી ગોટીઓ પાડવી. રંગ અગર સુગંધી મેળવવી હોય તો કોપરેલની સાથે નાંખવી.

---

## નં. ૧૯ વીલાયતી સાબુ.

**કૅાસ્ટીક સોડા શેર ૨ સ્વચ્છ કોપરેલ શેર ૧૦**
**સ્વચ્છ મીઠું પાણી શેર ૪ રંગ તોલો ૦ા**
**સુગંધી માટે સેંટ અથવા અત્તર.**

એક વાસણમાં કૅાસ્ટીક સોડા નાંખી તેને ચોખ્ખા પાણીમાં તદન પીંગાળી નાંખવો. તે તૈયાર પાણી ગરમ થશે માટે તે પીંગાળતાં તેમાં હાથ નાંખવો નહી. પાણી ઠંડુ થયા પછી તેમાં ધીમે ધીમે કોપરેલ નાંખતા જવું, ને લાકડાના કકડા વડે હલાવતા જવું. સઘળું કોપરેલ મેળવ્યા પછી તે મિશ્રણને ૨૪ કલાક સુધી જામવા દેવું. તે જામેલા મિશ્રણના નાના કકડા કરી તે કકડાને મોટા તાવડામાં નાંખી તેમાં પાણી શેર ૪ નાંખવું અને તેને અગ્નિપર ચડાવવું. તાપ ધીમો રાખવો ને મિશ્રણને લાકડાના કકડા વડે હલાવતા રહેવું.

જ્યારે બશેર જેટલું પાણી બળી જાય અને ઉભરો આવવા જેવું થાય ત્યારે રંગને દશ તોલા પાણીમાં મેળવીને મિશ્રણમાં નાંખવો. પછી મિશ્રણને અગ્નિ-પરથી નીચે ઉતારી તેમાં સુગંધી નાંખવી. પછી લાકડાના ચોકઠાની અંદરની બાજુએ તેલ ચોપડી તેમાં મિશ્રણ નાંખવું. મિશ્રણ જામી ગયા પછી મરજી મુજબ કકડા કરવા.

---

નં. ૨૦ કારબોલીક સાબુ.

જો કારબોલીક સાબુ બનાવવો હોય તો નં. ૧૯ ની યોજનામાં સુગંધીને બદલે કારબોલીક એસીડના ૧૦ ટીપાં નાંખવા. બીજી રીત નં. ૧૯ ની યોજના પ્રમાણે.




ધર્મ વિજય પ્રિન્ટીંગ પ્રેસમાં હીરાલાલ વસંતદાસે
૪૬૩ રીચીરોડ અમદાવાદ.